विलोकनस्पर्शनसंकथाभ्यो
निवृत्तिरुक्तं तदमैथुनत्वं ॥२२१॥

કન્યા, પ્રૌઢ, અને વૃદ્ધા આ ત્રણે પ્રકારની સ્ત્રી-ઓને પુત્રી, બ્હેન, અને માતા સમાન ગણીને તેઓના તરફ સરાગ ભાવથી વિલોકન, સ્પર્શન, તથા રાગ સંયુક્ત કથાનો ત્યાગ કરવો તેને બ્રહ્મચર્ય નામે વ્રત કહ્યું છે

सचेतनाचेतनभेदतोत्थाः
परिग्रहाः सन्ति विचित्ररूपाः
तेभ्यो निवृत्तिस्त्रिविधेन यत्र
नैसंगपूर्वं तदपास्तसंगः ॥२२२॥

સચેતન અને અચેતન ભેદથી ઉત્પન્ન થયેલા પરિગ્રહો વિચિત્ર રૂપે છે તેનાથી ત્રિવિધે કરીને નિવૃત્તિ કરવી, તેના સંગથી રહિત થવું તેને અપરિગ્રહ વ્રત કહે છે

નોટ—આ સંસારમાં સમસ્ત પદાર્થો બે ભાગમાં વહેં-ચાયેલા છે સચેતન અને અચેતન, આ પદાર્થોપર મુર્છા એટલે મન વચન અને કાયાથી પણ મમત્વ બુદ્ધિ ધારણ કરવી, તેને શાસ્ત્રકાર પરિગ્રહ કહે છે, અને આ પદાર્થો-પર ત્રિવિધે કરીને મુર્છાની વિરતિ કરવી તે અપરિગ્રહ

युगान्तरप्रेक्षणतः स्वकार्यां
दिवापथा जंतुविवर्जितेन
यतो मुनेर्जीवविराधहान्या
गतिर्वरेर्यासमितिः समुक्ता ॥२२३॥

દિવસને વિષે સંયમ સાધન આદિના કાર્યો માટે, એક સ્થાનથી અન્ય સ્થાનમાં (યુગાંતર) સાડાત્રણ હાથ પ્રમાણ ભૂમિમાં, ઉપયોગપૂર્વક દ્રષ્ટી રાખી જીવોની હાની ન થાય, તે પ્રમાણે મુનિઓએ ગમન કરવું. આનું નામ ઈર્યાસમિતિ કહી છે.

आत्मप्रशंसापरदोपहास
पैशून्यकार्कश्यविरुद्धवाक्यं
विवर्ज्य भाषां वदतां मुनिनां
वदंति भाषा समितिं जिनेंद्राः ॥२२४॥

આત્મપ્રશંસા, પરદોષ, હાસ્ય, પૈશુન્ય, કર્કશ વચન, અને શાસ્ત્ર વિરૂદ્ધ વાક્ય વર્જીને, બોલાતી ભાષાને જીનેંદ્રોએ મુનીઓની ભાષાને ભાષા સમિતિ કથન કરી છે.

अनुद्गमोत्पादनवल्भदोषा
मनोवचःकायविकल्पशुद्धा
स्वकारणा या मुनिपस्य भुक्ति
स्तामेषणाख्यां समितिं वदंति ॥२२५॥

ઉદ્‌ગમ, ઉત્પાદના આદિ આહારના ૪૨ દોષ મન વચન કાયાના વિકલ્પોથી શુદ્ધ ધર્માર્થે, શરીરના ટકાવ માટે મુનિઓ જે આહાર સ્વીકાર કરે, તેને એષણા નામની સમિતિ કહેવાય છે.

आदाननिक्षेपविधेर्विधाने
द्रव्यस्य योग्यस्य मुनेः स यत्नः
आदाननिक्षेपणनामधेयां
वदंति संतः समितिं पवित्रां ॥२२६॥

આદાન-વસ્ત્ર પાત્ર આદિ ગ્રહવા અને નિક્ષેપ-પુસ્તક, કમંડલ પાત્રા આદિ મુકવાની ક્રિયાના વિધાનમાં મુનિઓનો જે યત્ન (કાળજી, સાવધાનતા) તેને સત પુરુષો પવિત્ર આદાન નિક્ષેપણા નામા સમિતિ કહે છે

दूर विशाले मनर्जंतुमुक्ते
गूढ विरूद्धे त्यजतो मलानि
पूर्तां प्रतिष्ठापन नाम येर्षां
वदंति सापोः समिति मिनेंद्राः ॥२२७॥

દૂર, વિશાલ, આવુર અને જીવ જંતુ રહિત, તેમજ ગૂઢ અને અવિરૂદ્ધ સ્થાનમાં સાધુઓએ જે મલમુત્રાદિનો ત્યાગ કરવો, તેને પવિત્ર પ્રતિષ્ઠાપનીકા સમિતિ જીનેંદ્રોએ ભાખી છે

समस्तजंतुप्रतिपालनार्या
कर्मास्त्रवद्वारनिरोधदक्षा
इमा मुनीनां निगदंति पंच
पंचत्वमुक्ता समितीर्जिनेंद्रा ॥२२८॥

મુનીઓની આ પાંચ સમિતિઓ સમસ્ત જંતુ પાલન કરવામાં સમર્થ અને કર્મના આશ્રવનો નિરોધ કરવામાં કુશળ હોય છે, એ વાત મૃત્યુથી મુક્ત થયેલા જીનેશ્વરોએ કથન કરી છે

महत्तपः स्तोकतपस्तनूनां
शुभाशुभारण निग्रहयो वा

यास्ता जिनेशाः कथयंति तिस्रो
गुप्तीर्विधूताखिलकर्मबंधाः ॥२२९॥

પોતાના મન વચન અને કાયાને શુભ માર્ગમાં પ્રવર્તન કરાવવા રૂપ અથવા અશુભ માર્ગથી સુત્ર કથનાનુસાર નિવર્તન કરાવવા રૂપ આ ત્રણ ગુપ્તિઓ સમગ્ર કર્મબંધનને છેદી નાંખનારા જીનેશ્વરોએ કથન કરી છે.

एवं चरित्रस्य चरित्रयुक्तैं
स्त्रयोदशांगस्य निवेदितस्य
व्रतादिभेदेन भवंति भेदाः
सामायिकाद्याः पुनरेव पंच ॥२३०॥

એ પ્રમાણે ચારિત્ર યુક્ત મુનિઓએ પૂર્વ કહેલ, પંચ મહાવ્રત, પાંચ સમિતિ, તથા ત્રણ ગુપ્તિ એમ મલીને તેર પ્રકારના ચારિત્રના ભેદો દર્શાવ્યા, તથા બીજાપણ સામાયિક, છેદોપસ્થાપનિય, પરિહાર વિશુદ્ધક, સૂક્ષ્મ સંપરાય, અને યથાખ્યાત એ રીતે ચારિત્રના પાંચ ભેદો કહ્યા છે.

पंचाधिका विंशतिरस्तदोषै
रुक्ताः कषायाः क्षयतः शमाद्वा
तेषां यथाख्यात चरित्रमुक्तं
तन्मिश्रतायामितरं चतुष्कं ॥२३१॥

સામાયિકાદિ પાંચ ભેદ પૈકી યથાખ્યાત નામનું ચારિત્ર ક્રોધ માન આદિ પચીસ કષાયોના ક્ષય થવાથી

ચાતો ઉપશમ માત્રથી પ્રગટ થાય છે જ્યારે બાકીના ચાર ચારિત્ર તે કષાયોના ક્ષયોપશમથી થાય છે

પચીસકષાયો—અનંતાનુ બંધી ચાર-પ્રત્યાખ્યાની ચાર અપ્રત્યાખ્યાની, ચાર અને સંજ્વલન ચાર એમ ૧૬ તથા હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, સ્ત્રી વેદ, પુરુષ વેદ, અને નપુંસક વેદ એ–૯ મળી ૨૫ જાણવા

सद्दर्शनज्ञानफलं चरित्रं
ते तेन हीने भवतो वृथैव
सूर्यादिसंगेन विवेव नेत्रे
नैतत्फलं येन वदंति संतः ॥२१२॥

જેમ સૂર્યાદિકના પ્રકાશ વિના નેત્રો વ્યર્થ છે, તેમ સમ્યગ્દર્શન અને સમ્યક્ જ્ઞાન ચારિત્ર વિના વૃથા સમજવા. માટે સમ્યક્ દર્શન અને સમ્યક્ જ્ઞાનનું ફળ ચારિત્ર છે અને ચારિત્રના સંગથી સમ્યક્ દર્શન અને સમ્યક્ જ્ઞાન અભીષ્ટ વસ્તુ પ્રાપ્ત કરાવે છે એમ સત પુરૂષો કથન કરે છે

कषायमुक्तं कथितं चरित्रं
कषायवृद्धावुपघातमेति
यदा कषायः शममेति पुंस
स्तदा चरित्रं पुनरेति पूतं ॥२१३॥

કષાયના અભાવથી ચારિત્ર પ્રાપ્ત થાય છે, અને કષાયની વૃદ્ધિથી ચારિત્ર ગુણનો ઉપઘાત (નાશ) થાય છે, કારણકે જ્યારે મનુષ્યોનો કષાય શાન્ત થાય છે, ત્યારેજ તેઓને પવિત્ર એવું ચારિત્ર ફરી પ્રાપ્ત થાય છે

कपायसंगी सहते न वृत्तं
समार्द्रचक्षुर्न दिनं च रेणुं
कपायसंगी विधुनंति तेन
चारित्रवंतो मुनयः सदापि ॥२३४॥

જેમ દુખવા આવેલી આંખવાલો મનુષ્ય પ્રકાશ અને રજકણ સહન કરી શકતો નથી, તેમ કપાય યુક્ત જન ચારિત્ર ધારણ કરી શકતો નથી, તેથી ચારિત્રવાન મુનિઓ કપાયના સંયોગને સર્વથા દૂર કરે છે.

निःशेप कल्याण विधौ समर्थं
यस्यास्ति वृत्तं शशिकांतिकांतं
मर्त्यस्य तस्य द्वितयेऽपि लोके
न विद्यते काचन जातुभीतिः ॥२३५॥

સમસ્ત કલ્યાણની વિધિમાં સમર્થ જે મનુષ્યનું ચારિત્ર ચંદ્રની કાન્તિ જેવું નિર્મળ હોય છે તેને દ્વીતીય ભવમાં જન્મવાની કશી બીક રહેતી નથી.

न चक्रनाथस्य न नाकिराजो
न भोगभृजस्य न नागराजः
आत्मस्थितं शाश्वतमस्तदोपं
यत्संयतस्यास्ति सुखं विबाधं ॥२३६॥

આત્મ સ્થીત, શાસ્વત, દોપ રહિત, અને બાધા રહિત સંયતિને જે સુખ હોય છે, તે સુખ ચક્રવર્તી સ્વપીતિ ભોગરાજ અને નાગરાજાઓને પણ હોતું નથી.

निवृत्तलोकव्यवहारवृत्तिः
संतोषवानस्तसमस्तदोषः
यत्सौख्यमाप्नोति गतांतरायं
किं तस्य लेशोऽपि सरागचित्तः ॥२१७॥

લોક વ્યવહારની વૃત્તિથી નિવૃત્ત થયેલો સંતોષી, અને સમસ્ત દોષ રહિત, જે અંતરાય રહિત સુખ પ્રાપ્ત કરે છે તેનો લેશ પણ શું સરાગ ચિત્ત મનુષ્ય પ્રાપ્ત કરશે ?

ससंशयं नश्वरमंतदुःखं
सरागचित्तस्य जनस्य सौख्यं
तदन्यथा रागविवर्जितस्य
तेनेह संतो न भजंति रागं ॥२१८॥

સરાગ ચિત્તવાળા મનુષ્યનું સુખ સંશયવાળું, નશ્વર, અને અંતમાં દુખ આપનારૂં હોય છે જ્યારે રાગરહિતને તેનાથી વિરૂદ્ધ અસંશય શાશ્વત અને અનંત સુખને આપનારૂં થાય છે તેથી સંત પુરૂષો રાગને તજે છે

विनिर्मलं पार्वणचंद्रकांतं
यस्यास्ति चारित्रमसौ गुणज्ञः
मानी कुलीनो जगतोऽभिगम्यः
कृतार्थजन्मा महनीयबुद्धिः ॥२१९॥

અતિનિર્મળ અને પૂર્વના પૂર્ણચંદ્રજેવું ઉજ્વલ જેનું ચારિત્ર છે તે ગુણજ્ઞ, માનયોગ્ય, કુલીન, જગત અભિગમ્ય, કૃતાર્થ જન્મ અને મહાબુદ્ધિશાળી છે

गर्भे विलीनं वरमत्र मातुः
प्रसूति कालेऽपि वरं विनाशः
असंभवो वा वरमंगभाजो
न जीवितं चारुचरित्रमुक्तं ॥२४०॥

માતાના ગર્ભમાં વિલય પામવું બહેતર છે. પ્રસૂતિ વખતે વિનાશ પામવો પણ બહેતર છે. અગર ન જન્મવું તે પણ બહેતર છે. પણ સુંદર ચારિત્ર રહિત મનુષ્યનું જીવન સારૂં નથી.

निरस्तभूपोऽपि यथा विभाति
पवित्रचारित्रविभूषितात्मा
अनेकभूषाभिरलंकृतोऽपि
विमुक्तवृत्तो न तथा मनुष्यः ॥२४१॥

જેમ પવિત્ર ચારિત્રથી ભૂષિત આત્માવાળો મનુષ્ય અલંકાર રહિત હોય તો પણ શોભે છે તેમ અનેક આભરણોથી અલંકૃત, પણ ચારિત્રથી સંમુક્ત મનુષ્ય શોભતો નથી.

सद्दर्शनज्ञानतपोदयाद्या
श्चारित्रभाजः सफलाः समस्ताः
व्यर्थाश्चरित्रेण विना भवंति
ज्ञात्वेह संतश्चरिते यतंते ॥२४२॥

સદ્દર્શન, જ્ઞાન, તપ, અને, દમ સર્વે, ચારિત્ર યુક્ત જનોના સફળ થાય છે, અને ચારિત્ર વિના તે વ્યર્થ થાય છે. એમ જાણી સંત જનો ચારિત્ર માટે પ્રયત્ન કરે છે.

## પ્રકરણ ૧૦ મું

---

### જાતિ (જન્મ) નિરૂપણ

अनेकमलसंभवे कृमिकुलैः सदा संकुले
 विविधबहुवेदने बुधविनिन्दिते दुःसहे
भ्रमन्भयमनारतं व्यसनसंकटे देहवान्
 पुरार्जितवशो भवे भवति यामिनीगर्भके ॥२४३॥

આ દુઃખ પૂર્ણ જગમાં આપત્તિ પછે ભ્રમણ કરતો મનુષ્ય અનેક મળના ઉત્પત્તિસ્થાન કૃમિ કુળથી, તથા અત્યંત વેદનાથી વિચિત્ર, બુધજનોથી નિંદિત અને દુઃસહ, સ્ત્રીના ગર્ભમાં પૂર્વજન્મમાં ઉપાર્જન કરેલા કર્મના વશથી ઉત્પન્ન થાય છે

शरीरमसुखावहं विविधदोषधातोद्भवं
 सशुक्ररुधिरोद्भवं भवभृता मल श्यामले
प्रगृह्य भवसन्ततेर्विदधता निमित्तं विधिं
 सरागमनसा सुखं मधुरमिच्छता तस्करे ॥२४४॥

આ શરીર કે જે દુઃખને દેવાવાળું છે, નાનાપ્રકારના દોષ અને મલયુક્ત ઘર છે અને જે (પિતાનું વીર્ય) અને શુક્ર (માતાનું રજ) તથા રૂધીરથી ઉત્પન્ન થયેલું છે તેને ધારણ કરીને પ્રાણી પ્રેમપૂર્વક તેને માટે અનેક વિધ સુખની યોજના કરે છે અને તે દ્વારા ભવવૃદ્ધિની સામગ્રી સંગ્રહ કરીને આ સંસારમાં પરિભ્રમણ કરે છે.

किमस्य सुखमादितो भवति देहिनो गर्भके
  किमंगमलभक्षणप्रभृतिदूषिते शैशवे
किमंगजकृतासुखव्यसनपीडिते यौवने
  किमंगगुणमर्दनक्षमजराहते वार्धके ॥२४५॥

પ્રથમથી આ દેહીને ગર્ભને વિષે શું સુખ છે. અંગના મલના ભક્ષણ વીગેરેથી દૂષિત થયેલા બાલ્યાવસ્થામાં શું સુખ છે. પુત્રથી થયેલા દુઃખ અને વ્યસનથી પીડીત થયેલા યૌવનમાં પણ શું સુખ છે. તેમજ શરીરના ગુણના મર્દન યોગ્ય જરાથી પીડાયેલી વૃદ્ધાવસ્થામાં પણ શું સુખ છે.

किमत्र विरसे सुखं दयितकामिनीसेवने
  किमन्यजनदुर्लभे द्रविणसंचये नश्वरे
किमस्ति भुवि भंगुरे तनयदर्शने वा भवे
  यतोऽत्र गतचेतसा तनुमता रतिर्बध्यते ॥२४६॥

પ્રિયતમા સ્રીના વિરસ સેવનમાં શું સુખ છે. તેમજ અન્યજનની પ્રીતિમા અને નશ્વર દ્રવ્ય સંચયમાં પણ શું સુખ છે. વળી આ જગતને વિષે આ ભવમાં ભંગુર પુત્ર દર્શનથી પણ શું સુખ છે કે જેથી મૂર્ખ જનો તેને વિષે રક્ત થઇ જાય છે.

गतिर्विगलिता वपुः परिणतं हृषीकं मितं
  कुलं नियमितं भवोपि कलितः सुखं संमितं

परिभ्रमकृता भवे भवभृता घटीयन्त्र
त्र्परिमितिरियं सदा परिमिताप्यनन्ता कृता ॥२४७॥

અતિ વિકળ થયું અર્થ, શરીર વૃદ્ધ થયું, ઇંદ્રિયોની શક્તિ મંદ થઈ, કુળ મોટું થયું, આયખુ પૂરૂં થવા આવ્યો સુખ પરિમિત થયું અને આ ભવમાં ઘટમાળની માફક જીવ પરિભ્રમણ કરી હમેશાં આ અનભિમિતિની ગણત્રી કરી રહ્યો છે છતા પણ તે અનંતી થતી જાય છે

तदस्ति न वपुर्भृता यदिह नोपभुक्तं सुखं
न सा गतिरनेकधा गतवता न या गाहिता
न ता नरपतिश्रियः परिचिता न याः संसृतौ
न सोऽस्ति विषयो न यः परिचितः सदा देहिना ॥२४८॥

એવું કોઇ પણ સુખ નથી કે, જે મનુષ્યોએ ભોગ-વ્યું નહિ હોય. એવી કોઇ પણ ગતિ નથી કે જ્યાં મરણ પામીને અનેક વખત ઉત્પન્ન નહિ થયો હોય, એવી રાજ્ય લક્ષ્મી નથી કે જેનો ભવ ભ્રમણમાં પરિચય નહી હોય, અને એવો કોઇ વિષય નથી કે જેનાથી મનુષ્યો સદા પરિચિત નહિ હોય.

इदं स्वमनवेक्ष्यनात्मनयमात्मार्यामयं
विविधमिह केनचिद्विचितमिद्गमालं ननु
क इस्य कथमथ को भवति सत्तमो देहिनः
स्वकर्मवशवर्तिनस्त्रिभुवने मितो वा परः ॥२४९॥

 

આ (એટલી વખતે) સ્વજન પુત્ર પુત્રી માતા અને ભાર્યામય વિચિત્ર ઇંદ્રજાલ જેવું વપુ કોણે બનાવ્યું ? બાકી તત્વની દૃષ્ટિએ તો ત્રિભુવનમાં સ્વકર્મને વશ રહેનારા દેહીઓને કોઇ કોઇનો સ્વ અથવા પર ક્યાં કોઈરીતે થાય છે ? સ્વ અથવા પર ક્યાં કોનો કેવી રીતે અને કોણ થાય છે.

हृषीकविषयं सुखं किमिह यन्न भुक्तं भवे
किमिच्छति नरः परं सुखमपूर्वभूतं ननु
कुतूहलमपूर्वजं भवति नांगिनोऽस्यास्ति
चेत्समकसुखसंग्रहे किमपि नो विधत्ते मनः ॥२५०॥

આ પરિવર્તનશીલ સંસારમાં એવું કયુ ઇંદ્રિનું સુખ બાકી રહ્યું છે, કે જે જીવે અનેકવાર ન ભોગવ્યું હોય. તો પછી અભુક્ત પૂર્વ એવા કયા સુખની જીવ લાલસા રાખે છે. આજ પર્યંત ભોગવેલા સુખની પ્રાપ્તિને માટે જીવને કુતુહળ પણ થતું નથી. જો તેમ હોય તો (એટલે જીજ્ઞાસા થતી હોય તો) સમતા એજ સુખ મેળ-વવા કેમ દૃતચિત્ત થતો નથી.

क्षणेन शमवानतो भवति कोपवान्संसृतौ
विवेकविकलः शिशुर्विरहकातरो वा युवा
जरार्दितननुस्ततो विगतसर्वचेष्टो जरी
दधाति नटवन्नरः प्रचुरवेषरूपं वपुः ॥२५१॥

લોક વ્યવહારમા એક ક્ષણમાં ક્ષમવાન થાય છે, અને બીજીજ ક્ષણે કોપવાન થાય છે, વિવેક વિકલ બાળક,

અથવા વિરહથી (કાયર) બીકણ બનેલો યુવાન, ત્યાર પછી વૃદ્ધાવસ્થાને લીધે શિથિલ અંગવાળો અને સર્વ પ્રકારની ચેષ્ટા રહિત વૃદ્ધ બને છે આવી રીતે નટની માફક નર શરીરને પ્રચુર વેષ રૂપ બનાવે છે

अनेकगतिचित्रित विविधजातिभेदाकुलं
समेत्य तनुमङ्गुणा मधुरचित्र चेष्टोद्यतः
पुरार्जितविविधकर्मफलभुक्तिविधिर्मां तनु
मगृय नटवत्सदा भ्रमति ज मरंगांगणे ॥२५२॥

જેવીરીતે અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર રૂપો ધારણ કરી તેઓની ચેષ્ટાઓ કરી લોકોને ભ્રાન્તિ કરાવે છે તેવી રીતે પોતાના પુર્વભવમાં ઉપાર્જન કરેલા કર્મોના ફળનો ભોગ ભોગવતો મનુષ્ય નટની માફક ભ્રમતો ફરે છે

अचिंत्यमतिदुस्सहं त्रिविधदुःखमेनोर्जित
चतुर्विधगतिभितं भवभृता न किं प्राप्यते
शरीरमसुखाकरं जगति गृह्णता मुंचता
तनोति न तथाप्यय विरतिमुज्झिता पापत ॥२५३॥

આ જગતમાં અમુકનો જન્તુ જે શરીર તેને ગ્રહણ કરતો પ્રાણી કલ્પના ન થઈ શકે એવું અતિ દુઃસહ પાપથી ઉપાર્જન કરેલું ચાર ગતિ આશ્રિત જે મન વચન કાયાનું દુઃખ શું પામતો નથી ? તથાપિ તે પાપ કર્મથી સ્થાપનીય વીરતિ મેળવતો નથી.

भजत्यतनुपीडितो विरहकातर कामिनीं
करोति मदनोज्झितो विरतिमंगनासंगतः
तपस्यति मुनिः सुखी हसति विक्लवः क्लिश्यति
विचित्रमतिचेष्टितं श्रयति संसृतौ जन्मवान् ॥२५४॥

विरहथी कातर बनेलो अने अनंगथी पीडातो नर कामिनी-स्त्री भोगवे छे अने मदनथी मुक्त थयेलो अमना संगथी वीरति मेळवे छे. वळी मुनिजन तपस्या करे छे, सुखी हसे छे, विकलव दुःख पामे छे. आवीरीते मनुष्य, संसृति लोक व्यवहारमां विचित्र चेष्टाओ करे छे.

अनेकभवसंचिता इह हि कर्मणा निर्मिताः
प्रियाप्रियवियोगसंगमविपत्तिसंपत्तयः
भवंति सकलास्विमागतिषु सर्वदा देहिनां
जरामरणवीचिके जननसागरे मज्जतां ॥२५५॥

जरा अने मरणरूपी मोजाओ जेमां उछळी रह्यां छे, एवा आ भवसागरमा डुबतां-गोथा खातां देहिओने, सर्वदा अने सर्व गतिमां आ अनेक भवथी संचित करेल, अने कर्मथी निर्माण थयेल प्रिय अने अप्रियनो वियोग या संगम, विपत्ति के संपत्ति प्राप्त थाय छे.

करोम्यहमिदं तदा कृतमिदं करिष्याम्यदः
पुमानिति सदा क्रियाकरणकारणव्यावृत्तः
विवेकरहिताशयो विगतसर्वधर्मक्षमो
न वेत्ति गतमप्यहो जगति कालमत्याकुलः ॥२५६॥

આ હું કરૂં છું, તે વખતે અમુક મેં કીધું અને આ જ હવે હું કરીશ, એવી રીતે ક્રિયાકરણ અને કારણમાં સદા વ્યાવૃત્ત થએલો, વિવેક વગરના આશયવાળો, અને ધર્મ અને ક્ષમાથી રહિત, અને વ્યાકુલ બનેલો મનુષ્ય, આશ્ચર્ય છે કે જગતમાં જતા કાળને જાણતો નથી.

इमे मम धनांगमस्वजनवल्लभादेहजा
सुहृज्जनकमातुलप्रमुखयो मृशं वल्लभाः
सुवेत्ति हतचेतनो भववने स्थितो यो
भवति कस्य को जगति वालुकामुष्टिवत् ॥२५७॥

આ ધન, પુત્ર, સ્વજન, વલ્લભા, પુત્રી, મિત્ર, પિતા, માતા, આદિ મ્હારાં છે અને અતિ વલ્લભ છે એવા વિશ્વાસથી હતબુદ્ધિ મનુષ્ય આ ભવાટવીમાં નાહકનો દુઃખી થાય છે કારણકે રેતીની ભરેલી મુઠીની માફક કોણ કોનું છે !

तनूजजननीपितृस्वसृसुताकलत्रादयो
भवंति निखिला जनाः कृतपरस्परोत्पत्तयः
किमत्र बहुनात्मनो जगति देहिनां भ्रापने
पितास्तु भवसंवर्ति भवभृतां सदा दुस्सदा ॥२५८॥

પરસ્પર ઉત્પત્તિના હીધે સ્વજન, પુત્ર, માતા, પિતા, બ્હેન, પુત્રી, સ્રી આદિ થાય છે બહુ શું કહેવું આ સંસારમાં પતિનો જ જીવ, પોતાની સ્રીના પેટે પુત્ર તરીકે અવતરે છે માટે દુઃખદાઇ પ્રાણીઓના આ સદા ભવભ્રમણને ધિક્કાર છે

विधाय नृपसेवनं धनमवाप्य चित्तेप्सितं
करोमि परिपोषणं निजकुटुंबकस्यांगनाः
मनोनयनवल्लभा समदना निषेवे तथा
सदेति कृतचेतसा स्वहिततो भवे भ्रम्यते ॥२६९॥

રાજસેવા મેળવીને અને મનોવાછીત ધન પ્રાપ્ત કરીને હું મ્હારા કુટુંબનું પરિપોષણ કરૂં છું, અને તેજ પ્રકારે મન અને નયનને વલ્લભ, સમદના સ્ત્રીઓ ભોગવું છું. આવી રીતે બુદ્ધિ રાખનારો જીવ, સ્વહિતને લીધે ભવમાં ભ્રમણ કરે છે.

विवेकविकलः शिशुः प्रथमतोऽधिकं मोदते
ततो मदनपीडितो युवतिसंगमं वांछति
पुनर्जरसमाश्रितो भवति सर्वनष्टक्रियो
विचित्रमतिजिवितं परिणतेर्न लज्जायते ॥२६०॥

પ્રથમ તો વિવેકથી રહિત જીવ શિશુ વયમાં આનંદ પામે છે, ત્યારપછી મદનથી પીડાતો યુવાન યુવતિના સંગમની ઇચ્છા રાખે છે, અને ત્યારબાદ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરી સર્વક્રિયાથી નષ્ટ થાય છે, આવીરીતે વિવિધ પ્રકારની અવસ્થાના અનુભવથી પણ જેને લજ્જા આવતી નથી.

विनश्वरमिदं वपुर्युवतिमानसं चंचलं
भुजंगकुटिलो विधिः पवनगत्वरं जीवितं
अपायबहुलं धनं बत परिप्लवं यौवनं
तथापि न जना भवव्यसनसंततेर्विभ्यति ॥२६१॥

લોક સ્થિતિ જલમાં રહેલા ચંદ્રબિંબ જેવી ચંચલ છે, તેથી હે જનો સદૈવ તમો વિષયમા આસક્તિ તજો.

भवेऽत्र कठिनस्तनीस्तरललोचनाः कामिनी
धरापरिवृढश्रियश्चपलचामरभ्राजिताः
रसादिविषयांस्तथा सुखकरान्न कः सेवते
भवेद्यदि जनस्य नो तृणशिरोंबुवज्जिवितं ॥ २६४ ॥

જો મનુષ્યનું જીવન તૃણના અગ્ર ભાગપર રહેલા જલબિન્દુવત્ અસ્થિર ન હોત તો આ ભવમાં કઠીન સ્તની તરલ લોચના સ્ત્રી, ચપલ ચામરોથી શોભતી રાજલક્ષ્મી તથા સુખકર રસાદિ વિષયોનું કોણ સેવન ન કરત? (અર્થાત્ મુનિઓ તપવડે શરીર ગાળી ન નાંખત )

हसंति धनिनो जना गतधना रुदंत्यातुराः
पठंति कृतबुद्धयोऽकृतधियोऽनिशं शेरते
तपंति मुनिपुंगवा विषयिणो रमंते तथा
करोति नटनर्तनक्रममयं भवे जन्मिनां ॥२६५॥

ધનવાન હસે છે, જ્યારે ગત ધનવાન ચિંતાતુર રૂદન કરે છે. બુદ્ધિશાળી પઠન કરે છે, જ્યારે બુદ્ધિરહિત અહોનિશ પડી રહે છે. મુનિ પુંગવો તપસ્યા કરે છે, જ્યારે વિષયી જનો રમણ કરે છે. આવી રીતે આ ભવ મનુષ્યોને નટની માફક નચાવવાનો ક્રમ કરે છે.

न किं तरललोचना समदकामिनीवल्लभा
विभूतिरपि भूभुजां धवलचामरच्छत्रभृत्
मरुच्चलितदीपवज्जगदिदं विलोक्यास्थिरं
परंतु सकलं जनाः कृतधिया वनांतं गताः ॥२६६॥

મદથી ભરેલી તરલ લોચનાવાળી કામીની તેમજ રાજાઓની ધવલ ચામર અને શુભ છત્રની વિભૂતિ પણ શું વ્હાલી લાગતી નથી ? તથાપિ પવનથી ચલિત થયેલ દીપકની જેમ આ સમગ્ર જગત અસ્થિર જોઇને બુદ્ધિશાળી જનો વનમાં જતા રહ્યા છે

इति प्रकुपितोरगप्रमुखभंगुरां सर्वदा
  निधाय निजचेतसि प्रबलदुःसहां संपदि
विमुचत परिग्रहग्रहमनार्मयं सज्जना
  यदीच्छत सुखामृतं रसितुमस्तसर्वाशुभम् ॥२६७॥

આ પ્રમાણે કોપાયમાન થયેલા સર્પ જેવી અને ક્ષણભંગુર તેમજ અતિ દુઃખદાઇ સંપત્તિને હમેશાં નિજ હૃદયને વિષે ધારણ કરીને, સર્વ અશુભ જેમાં નાશ પામ્યું છે તેવા સુખરૂપ અમૃતનું આસ્વાદન કરવાને જો તમે ઇચ્છતા હો તો હે સજ્જનો પરિગ્રહ અને રાગનો ત્યાગ કરો

मनोभवशरार्दितः स्मरति कामिनीं यो नरो
  विचिन्तयति सा परं मदनकातरांगी नरं
परोऽपि परभामिनीमिति विभिन्नभावेप्सितां
  विलोक्य जगतः स्थितिं बुधमनास्तपः कुर्वते ॥२६८॥

મદન બાણથી વિંધાયેલો નર જે સ્ત્રીનું સ્મરણ કરે છે તે મદનથી વિહ્વલ બનેલી સ્ત્રી અન્ય જનનું ચિંતવન કરે છે તે અન્ય જન પણ અન્ય સ્ત્રીને ચાહે છે આવા પ્રકારની વિભિન્ન ભાવની વાંચ્છનાવાળી જગતની સ્થિતિ જોઇને બુદ્ધિજનો તપ કરે છે

## પ્રકરણ ૧૧ મું.

### જરા નિરૂપણ

जनयति वचोऽव्यक्तं वक्त्रं तनोति मलाविलं
 स्खलयति गतिं, हंति स्याम, श्लथी कुरुते तनुं
दहति शिखिवत्सर्वांगानां च यौवनकाननं
 गमयति वपुर्मर्त्यानां वा करोति जरा न किं ॥२६९॥

જરા શબ્દોચ્ચારણને અવ્યક્ત બનાવે છે, મોઢાને મળથી ખરડાએલું કરે છે, ગતિસ્ખલિત કરે છે, સામર્થ્ય વીર્યને હણે છે, શરીરને શિથિલ કરે છે, તે ગૌરાગી અગ્નિની જેમ યૌવન રૂપી વનને બાળી નાખે છે, અને મનુષ્યોના શરીરનો નાશ કરે છે અથવા જરા શું નથી કરતી?

प्रबलपवनपात ध्वस्तप्रदीप शिखोपमै
 रलिमलनिभैः कामोद्भूतैः सुखैर्विपसंनिभैः
समपरिचितैर्दुःखप्रांतैः सतामतिनिंदितै
 रिति कृतमनाः शंके वृद्धः प्रकंपयते करौ ॥२७०॥

જોસભેર ફુંકાતા પવનના ઝપાટાથી બુઝાઇ ગયેલી દીવાની શીખા સમાન ક્ષણ વિનાશી, અને સજ્જનોએ નિંદિત એવા કામજન્ય સુખ, પરિણામે દુઃખ દેનારા છે; અને વિષ તુલ્ય વિનાશક છે એમ અનુભવથી સિદ્ધ, હું માનુ છું કે વૃદ્ધ પોતાના હાથ કંપાવે છે.

चलयति तनुं, दृष्टेर्भ्रांति करोति, शरीरिणां
 रचयति वलादव्यक्तोक्तिं, तनोति गतिक्षितिं

जनयति मतेर्भ्रंशं निद्रामनर्थपरंपरां
हरति सुरभिं गंधं देहाज्जरा मदिरा यथा ॥२७१॥

મદિરાની જેમ જરા શરીરને અસ્થિર બનાવે છે. મનુષ્યની દ્રષ્ટિની ભ્રાન્તિ કરે છે મહાભયે કરીને અન્યકૃતો-પકારણ કરાવે છે મતિની ક્ષતિ કરે છે ધિક્કારવા યોગ્ય અને નિરંતર અનર્થ પરંપરાને જન્મ આપે છે અને દેહના સુરભિગંધનું હરણ કરે છે

भवति मरणं प्रत्यासन्नं, विनश्यति यौवनं
प्रभवति जरा सर्वांगानां विनाशविधायिनी
विरमत बुधाः कामार्थेभ्यो द्रुतं कुरुतादरं
यदिदमिति वा कर्णोपांतस्थितं पलितं जने ॥२७२॥

વૃદ્ધાવસ્થાનો દૂત ધોળો-પળિયાવાળ કર્ણ પાસે જઈને કહે છે કે હે બુદ્ધજનો કામ અને અર્થથી વિરામ પામો ને ઉત્તમ ધર્મનો આદર કરો-કારણ મરણ વદન નજીકમાં છે યૌવન નાશ પામે છે, અને સર્વે અંગનો વિનાશ કરનારી જરાનું સામ્રાજ્ય વર્તે છે

मदनसदृशं य पश्यंती विलोचनहारिणी
शिथिलितवपुः कामावस्थां गता मदनातुरा
तदपि जरसा क्षीर्णं मर्त्यं चलादिह योज्यते
जगति युवतिर्या भैषज्य विमुक्तरतस्पृहा ॥२७३॥

જે મદન તુલ્ય નરને જોઈને વિલોચન હારિણી, મદનની પીડાથી આતુર બનેલી અને તેથી શિથિલ થયેલ શરીરવાળી સ્ત્રી કામાવસ્થાને પ્રાપ્ત થતી હતી, તેજ વિશીર્ણ

અંગવાળા મર્ત્યને જરા બળાત્કારથી ભોગવે છે. જગતમાં યુવતિ અને ઔષધ શું રત (કામ ક્રીડાથી) મુક્ત છે?

भवति विषयान् भोक्तुं मोक्तुं न च क्षमचेष्टितो
वपुषि जरसा जीर्णो देही विधृतबलः परं
रसति तरसा त्वस्थीनि श्वा यथा ऽपयोज्झितः
कररसनया धिग्जीवानां विचेष्टितमीदृशं ॥२७४॥

જો કે વૃદ્ધાવસ્થામાં પુરૂષ બળરહિત અને જીર્ણ અંગવાળો થાય છે, તો પણ વિષયોને તજવાને તેની ઇચ્છા થતી નથી બલ્કે ભોગવવાની ઇચ્છા થતી રહે છે. જેમ કુતરો બેશરમ બની તૃષ્ણાને વશ થઇ માંસ રહિત શુષ્ક હાડકાનો આનંદથી આસ્વાદ કરે છે અને છોડતો નથી. તેમ! માટે જીવોની આવી ચેષ્ટાને ધિક્કાર છે.

तिमिरपिहिते नेत्रे लालावलीमलिनं मुखं
विगलितगती पादौ देहो विसंस्थुलतां गतः
पलितकलितो मूर्धा कंपत्यवोधि जरांगना
मिति कृतपदां तृष्णा नारी तथापि न मुंचति ॥२७५॥

આ દુનિયાનો એવો સામાન્ય નિયમ છે કે જ્યારે સ્ત્રી પોતાની આસક્તિ બીજી સ્ત્રી સાથે ચાલતી જાણે છે કે તરત પેલી સ્ત્રી તેને તજી દે છે, પણ તૃષ્ણારૂપી સ્ત્રી તો એવી નિર્લજ્જ છે કે આ સામાન્ય નિયમનુ ઉલ્લંઘન કરનારી છે. કારણકે જરારૂપી અન્ય સ્ત્રીએ પુરૂષનો કબજો લીધો અને પોતાની સત્તા જમાવી છે એમ જુવે છે, એટલે કે મનુષ્યના નેત્રમાંથી તેજ અલોપ થઇ ગયું,

મુખ લાળથી મલિન થઇ ગયું, પગ પણ લથડવા લાગ્યા, દેહ કંપવા લાગ્યું અને મસ્તક બધું શ્વેત થઇ ગયું, ત્યાં પણ તેને તજતી નથી.

गलति सकलं रूपं, लालां विमुञ्चति चाननं
स्खलति गमनं दन्ता नाशं श्रयन्ति शरीरिणः
विरमति मति र्नो शुश्रूषां करोति च गेहिनी
वपुषि जरसा ग्रस्ते कार्यं तनोति न देहजः ॥२७६॥

જ્યારે શરીરને જરા ઘેરી લે છે, ત્યારે સકલ રૂપ જતું રહે છે, લાળ નીકળે છે, આખ્ખકારો શરૂ થાય છે, અતિ સ્ખલના પામે છે અને દાંત પડી જાય છે, અને બુદ્ધિ વિરામ પામે છે, સ્ત્રી ચાકરી કરતી નથી અને પુત્ર સાંભળતો પણ નથી આવીરીતે જરા જોકે દુઃખદાઇ છે ખરી, પણ શાંત ચિત્તે વિચાર કરવામાં આવે તો જરા મનુષ્યોની વિવેક બુદ્ધિને જાગૃત કરીને તેને ધર્મકરણી કરવા પ્રેરે છે

रचयति मतिं धर्मे, नीतिं तनोत्यतिनिर्मला
विषयविरतिं धत्ते, चेतः शमं नयते परं
व्यसननिहतिं दत्ते, कृते जिनोक्तिमयापिंडां
मनसि निहिता मायं पुंसां करोति जरा हितं ॥२७७॥

ધર્મ તરફ મતિને દોરે છે, અને નિર્મળ નીતિને વધારે છે, વિષયથી વિરતિ પ્રાપ્ત કરાવે છે, ચિત્તને શાંતિ આપે છે, વ્યસનનો નાશ કરે છે, પુજનિય વિનીત જિનવચનો ઉલ્લેખ કરાવીને મનમાં સચોટ બેઠેલી જરા જનોને ઘણા ભાગે હિત કરે છે

युवतिरपरा नो भोक्तव्या त्वया मम संनिधाविति
 निगदितस्तृष्णां योषां न मुंचसि किं शठ
निगदितुमिति श्रोत्रोपांतं गतेव जरांगना
 पलितमिषतो न स्त्रीमन्यां यतः सहतेऽगना ॥२७८॥

જરારૂપી સ્ત્રી પતીના મિષ હેઠળ કાન પાસે જઈ આ પ્રમાણે કહે છે કે મારી હાજરીમાં અન્ય તૃષ્ણા રૂપી સ્ત્રી તારે ભોગવવી નહિ, કારણ કે સ્ત્રીઓ અન્ય સ્ત્રીને સહન કરી શકતી નથી. આવી રીતે શાશ્ચિત જન શું તૃષ્ણા રૂપી સ્ત્રી ત્યજતો નથી?

वचनरचना जाताव्यक्ता मुखं वलिभिः श्रितं
 नयनयुगलं ध्वांताघ्रातं श्रितं पलितं शिरः
विघटितगती पादौ हस्तौ भयेपथुतां गतौ
 तदपि मनस्तृष्णा कष्टं व्युपैति न देहिनां ॥२७९॥

શબ્દ રચના અવ્યક્ત થઈ, મુખ કરચલીથી ભરાઈ ગયું, અને આંખો આંધળી થઈ ગઈ, નાકની શક્તિ મંદ થઈ, શિર પલિત થયું, પગ લથડવા લાગ્યા, હાથ ધ્રુજવા લાગ્યા તો પણ મનુષ્યોની મનની તૃષ્ણા અફસોસ છે કે નાશ થતી નથી.

सुखकरतनुस्पर्शां गौरीं करग्रहलालितां
 नयनदयितां वंशोद्भूतां शरीरबलप्रदां
धृतसरलतां वृद्धो यष्टिं न पर्वविभूषितां
 त्यजति तरुणीं त्यक्त्वाप्यन्यां जरावनितासखीं ॥२८०॥

બીને તરુ તોપણ અન્ય બીને (જરારૂપી સ્ત્રી સખી છે જાકથી) તેને વૃદ્ધ તજ્યો નથી. ને હાકથી રૂપી સ્ત્રી કેવી છે તો કે જેનો સ્પર્શ સુખકર છે, ઔસ્વર્યવાળી, કામમાં લઈ લાલન કરે તેવી, લોભને ન્હાલી, વંશ-વાંસના કુળમાંથી ઉત્પન્ન થયેલી, શરીરને બળ આપનારી, સરલતા વાળી, (સીધી અને ગાંઠવિનાની) પર્વથી (ભૂખથી) વિભૂષિત થયેલી છે.

त्यजसि न हते तृष्णापोपे परांगनया नरं
रमितवपुषं धिक्ते त्वीत्सं शठे त्रपयोज्झिते
इति निगदिता कर्णाभ्यर्णे गतैः पलितैरिव
तदपि न गता तृष्णा का वा नु मुंचति वल्लभां ॥२८१॥

હે હવલાબીની તૃષ્ણા રૂપી સ્ત્રી! જરાંગનાએ જેની સાથે રમણ કર્યું છે, તેવા નરને પણ તું ત્યજતી નથી કે નિર્લજ્જ દુષ્ટી (શઠ)! તારા સ્ત્રીત્વને ધિક્કાર છે, આવીરીતે કર્ણોપાસે રહેલા પળીઓએ તૃષ્ણાને કહ્યું તો પણ તે ગઈ નહિ અર્થાત્ પોતાના વલ્લભને કોણ છોડે.

त्यजत विषयान्दुःखोत्पत्तौ पटूनतिदुःखकान्
भजत नियमान् जन्मारातेर्निराशकृतो हितान्
त्वरयति यतः कालः कार्यं निहंति च कीर्तितं
वदितुमिति वा कर्णोपति गतं पलितं जनाः ॥२८२॥

કર્ણોપર્તિ રહેલા પળિઓ પણ આ પ્રમાણે સૂચવે છે કે હે જનો! વિષયો દુઃખોત્પત્તિમાં નિપુણ અને દુઃખ વિશેષોને તજો, અને જન્મ મરણરૂપી દુશ્મનને હતાશ નિરાશ કરવામાં

કુશલ વિષયોને ભોગવ, તેનું અવલંબન કર, કારણ કાળ કાયાને જીર્ણ બનાવે છે અને જીવીતને હણે છે.

हरति विषयान् दंडालंबे करोति गतिस्थिती
स्खलयति पथि स्पष्टं नार्थं विलोकयितुं क्षमा
परिभवकृता सर्वाश्चेष्टास्तनोत्यनिवारिता
कुनृपमतिवद्देहं नृणां जरा परिजृंभते ॥२८३॥

જરા વિષયોને દૂર કરે છે, ગતિ અને સ્થિતિ દંડના અવલંબન આધારથી કરે છે. માર્ગે સ્ખલના પમાડે છે. અને પદાર્થ સ્પષ્ટરીતે જોવાને અશક્ત બનાવે છે. સર્વે ચેષ્ટાઓને અનિવારિત રીતે અપમાનકારક બનાવે છે. કુનૃપની માફક જરા મનુષ્યના દેહને ઉધાડી પાડે છે.

शिरसि निभृतं कृत्वा पादं प्रपातयति द्विजान्
पिबति रुधिरं, मांसं सर्वं समत्ति शरीरिणां
स्थपुटविषमं चर्मांगानां दधाति शरीरिणां
विचरति जरा संहाराय क्षिताविव राक्षसी ॥२८४॥

જરા રાક્ષસી માથાપર ગુપ્તપણે પગ પેસારો કરી દાંતને પાડે છે, લોહી પીએ છે, અને શરીરનું સર્વ માંસનું ભક્ષણ કરે છે, મનુષ્યોની ચામડીને વિષમ ખાડા ખબચાવાળી બનાવે છે, જરા આ અવની તટપર રાક્ષસીની માફક દેહધારીઓના સંહાર અર્થે વિચરે છે.

भुवनसदनप्राणिग्रामप्रकंपविधायिनी
निकुंचिततनुर्भीमाकारा जराजरती रुपा

કેશ પણ જેના મૃદુ થયા છે, એવી રીતે દુષ્ટ પાપીણી જરા મનુષ્યને ફરી બાળક બનાવી દે છે.

अहह नयने मिथ्यादृग्वत्सदीक्षणवर्जिते
श्रवणयुगलं दुष्पुत्रो वा शृणोति न भाषितं
स्खलति चरणद्वंद्वं मार्गे मदाकुललोकव
द्वपुषि जरसा जीर्णे वर्णो व्यपैति कलत्रवत् ॥२८८॥

અહો શરીર જરાથી જ્યારે જીર્ણ થાય છે ત્યારે નયનો મિથ્યાદૃષ્ટીની સમાન સદ્દર્શન ( સમ્યક્દર્શન ) શક્તિ રહિત થાય છે, કુપુત્રની જેમ કર્ણયુગલ બોલેલું સાભળતા નથી, મદથી આકુળ થએલા લોકની જેમ રસ્તામાં ચરણ સ્ખલના પામે છે, અને અંગ પરનો વર્ણ કલત્રની જેમ જતો રહે છે.

मुदितमनसो दृष्ट्वा रूपं यदीयमकृत्रिमं
परवशधिय. कामक्षिप्तैर्भवंति शिलीमुखैः
धवलितमुखभ्रूमूर्धानं जरसा (?) वरात्रयं
झटिति मनुजं चांडालं त्यजंति जनीजनाः ॥२८९॥

જે સ્ત્રીઓ પહેલા જે પુરૂષનું અકૃત્રિમ સ્વભાવિક રૂપ નિહાળીને આનંદ પામતી હતી, અને જેમાં કામના બાણથી વિંધાઇ જઇ પરવશ બની જેને આધિન થતી હતી, તેઓ જ્યારે તેજ પુરૂષને જરાથી શ્વેત થયેલા મુખવાળો જુવે છે ત્યારે તેને ચંડાલની જેમ અસ્પૃશ્ય ગણી તરતજ ત્યજી જાય છે.

શરીરના ગુણનો નાશ કરનારી અતિરૂપ પરિ-
ણતી જોઇને સંસાર સાગરથી તુરત પાર પામવાને પવિત્ર
જીનમતનું શરણ લઇ પરિગ્રહ (સંસારિક મમતા) ત્યજી,
સમ્યક્ તપ અને સમ્યક્ ચારિત્ર આદિ હિત કાર્યોમાં
બુદ્ધિમાન લોક આદર કરે છે.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### મૃત્યુ નિરૂપણ

संसारे भ्रमतां पुरार्जितवशाद् दुःखं सुखं चाश्नुतां
चित्रं जीवितमंगीनां स्वपरतः संपद्यमानापदां
दंतांतःपतितं मनोहररसं कालेन पक्वं फलं
स्थास्यत्यत्र कियच्चिरं तनुमतस्तीव्रक्षुधावर्त्तितं ॥२९३॥

પુર્વ ભવમાં ઉપાર્જન કરેલા પાપ અને પુણ્યના ઉદયથી, દુખ અને સુખ ભોગવતાં થકાં સંસારમાં પરિભ્રમણ કરતા, સ્વ અને પરની બુદ્ધિથી નાના પ્રકારની આપત્તિઓ વ્હોરી લેનાર પ્રાણીઓનું, વિચિત્ર જીવન અતિક્ષુધાતુર મનુષ્યના દાંતની મધ્ય પડેલા, મનોહર રસવાળા અને યોગ્ય સમયમાં પાકેલા ફળની જેમ કેટલો કાળ સ્થીર રહી શકે છે ?

नित्यं व्याधिशताकुलस्य विधिना संक्षिप्यमाणायुषो
नाश्चर्यं भववर्तिनः श्रमवतो यज्जायते पंचता
किं नामाद्भुतमत्र काननतरोरत्याकुलात्पक्षिभि-
र्यत्मोद्यत्पवनप्रतापनिहतं पक्वं फलं भ्रश्यति ॥२९४॥

રહીત અને વ્યસની, લોભી અને દાની, શિષ્ટ અને દુષ્ટ, પૂજનીય અને અપૂજનીય, સર્વ જનોને મૃત્યુ દેવ હણે છે.

देवाराधनमंत्रतंत्रहवनध्यानगृहेज्याजप-
स्थानत्यागधरामवेशगमनव्रज्याद्विजार्चादिभिः
अत्युग्रेण यमेश्वरेण तनुमानंगीकृतो भक्षितुं-
व्याघ्रेणेव बुभुक्षितेन गहने नो शक्यते रक्षितुं ॥२९७॥

અટવીમાં ભૂખ્યા અને ક્ષુધાતુર વાઘની જેમ અતિ ઉગ્ર યમ દેવે ભક્ષણ કરવાને અંગીકાર કીધેલા તનુમાનને, દેવારાધન, મંત્ર, તંત્ર, હવન, ધ્યાન, ગૃહ, યજ્ઞ, જપ, સ્થાન, ત્યાગ, ધરા પ્રવેશ, ભિક્ષાટન, દ્વિજ પૂજા આદિ કોઈ રક્ષણ કરવાને શક્તિમાન નથી.

प्रारब्धो ग्रसितुं यमेन तनुमान दुर्वारवीर्येण य-
स्तं त्रातुं भुवने न कोऽपि सकले शक्तो नरो वा सुरः
नो चेद्देवनरेश्वरप्रभृतयः पृथ्व्यां सदा स्युर्जना
विज्ञायेति करोति शुद्धधिषणो धर्मे मतिं शाश्वते ॥२९८॥

દુર્વાર વીર્ય છે જેનું એવા યમે, જેને ગળી જવાનો આરંભ કર્યો છે તેને બચાવવાને સકળ ભુવનમાં નર વા દેવ, કોઈપણ શક્તિમાન નથી. જો તેમ ન હોય તો રાજા આદિજનો આ અવનિ તટ પર સદા સર્વદા રહેત, એમ સમજી શુદ્ધબુદ્ધિશાળી જન શાશ્વત એવો જે ધર્મ, તેને વિષે મન લગાડે છે.

चंद्रादित्यपुरंदरक्षितिधरश्रीकंठसीर्यादयो
ये कीर्तिद्युतिकांतिधीधनबलप्रख्यातपुण्योदयाः

स्वे स्वे ते ऽपि कृतावधिं स्वकथिताः काले मृत्योरपि
किं चान्येषु कथा सुचारुमतयो धर्मे मतिं कुर्वतां ॥९९॥

ચંદ્ર, આદિત્ય, પુરંદર, ઈંદ્ર, ક્ષિતિધર, શ્રીકંઠ, બલ
રામ આદિ જેઓ કીર્તિ ધૃતિ કાન્તિ બુદ્ધિ ધન બળના
ધારક અને પ્રખ્યાત પુરુષોત્તમવાળા હતા તેપણ મૃત્યુ-
દેવની દાઢમાં બેઠા પોતપોતાના વખતે વિલય પામ્યા
બીજાની વાત તો શી કરવી ? માટે હે ચારુમતિ જનો !
ધર્મને વિષે પ્રવૃત્ત થાઓ

ये लोकेशशिरोमणिद्युतिजलप्रक्षालिताङ्घ्रिद्वया
लोकालोकविलोकिकेवलसत्साम्राज्यलक्ष्मीधरा
अक्षीणायुषि यान्ति तीर्थपतयस्तेऽप्यस्तदेहास्पद
तत्रान्यस्य कथं भवेत्क्षयवतः क्षीणायुषो जीवितं ॥१००॥

જેના ચરણ યુગલ લોકેશના મુકુટ મણિથી, પ્રભા
રૂપી જલથી પ્રક્ષાલન થયેલા છે અને લોક અને અલો-
કને જોનાર કેવલજ્ઞાનથી શોભતી સામ્રાજ્ય લક્ષ્મીના ધારક,
એવા તીર્થંકરો પણ આયુષ્ય પૂર્ણ થયે અસ્તદેહના
આશ્રય છે, ત્યાં અન્ય ક્ષીણ આયુષ્યવાળા ભવવર્તિનું
જીવિત તો ક્યાંથી રહે ?

द्वात्रिंशन्मुकुटावनम्रितशिरोभूपालसंसेविताः
षट्खंडक्षितिनिर्जिता नृपतयः साम्राज्यलक्ष्मीधराः
नीता येन विनाशमत्र विधिना सोऽन्यान् विमुञ्चेत्कथं
कल्पान्तश्वसनो गिरीन्प्रचलयति स्थैर्यं तृणानां कुतः ॥१०१॥

બત્રીશ હજાર મુકુટધારી નૃપતિથી પૂજાયેલા, છખંડ-

પૃથ્વીના મંડનરૂપ, સામ્રાજ્ય લક્ષ્મીના ધારક, એવા રાજાઓ જે વિધિથી નાશ પામ્યા છે તો તે બીજાને છોડે કેમ ? કલ્પાંત કાળનો પવન પર્વતોને ચલાયમાન કરે છે તો ત્યાં તણખલાની સ્થિતિ તો કયાંથી હોય ?

यत्रादित्यशशांकमारुतघना नो संति संत्यत्र ते
देशा यत्र न मृत्युरंजनजनो नो सोऽस्ति देशः क्वचित्
सम्यग्दर्शनबोधवृत्तजनितां मुक्त्वा विमुक्तिक्षितिं
संचिंत्येति विचक्षणाः पुरु तपः कुर्वंतु तामीप्सवः ॥३०२॥

આ જગતમાં સુર્ય, ચંદ્ર, પવન, વર્ષાદ આદિ ન હોય તેવા દેશ અસ્તિ ધરાવે છે, પણ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્રથી પ્રાપ્ત થતી મુક્તિ સ્થળને વર્જીને એવો એકે દેશ નથી, કે જ્યાં મૃત્યુને રંજન કરનારા જનો ન હોય; એમ સમજી હે મુક્તિના અભિલાષી જનો તપ તપો.

येषां स्त्रीस्तनचक्रवाकयुगले पीतांशुराजत्तटे
निर्यत्कौस्तुभरत्नरश्मिसलिले आस्यांबुजभ्राजिते
श्रीवृक्षःकमलाकरे गतभया क्रीडां चकारापरां
श्रीर्हि श्रीहरयोऽपि ते मृतिमिताः कुत्रापरेषां स्थितिः॥३०३॥

સ્ત્રીના સ્તનરૂપી ચક્રવાક યુગલથી યુક્ત, અને પીતાંબર રૂપી તનથી શોભતાં, કૌસ્તુભરત્નમાંથી નીકળતા કીરણોરૂપી જલ યુક્ત, અને મુખરૂપી કમલથી અલંકૃત, જેના વક્ષસ્થલરૂપી સરોવરમાં સાક્ષાત લક્ષ્મીએ નિર્ભય

રીતે ક્રીડા કરી છે એવા શ્રી કૃષ્ણદેવ પણ મૃત્યુને વશ
થયા, તો પછી અન્યજનની તો શું સ્થિતિ !

भोक्ता यत्र विहस्तिरेवकविषमोज्याः समस्तांगिनः
कालोऽयं परिवेषकोऽप्रमथनुर्गासा विशत्यक्रमैः
वक्त्रे तस्य निशातदंष्ट्रकलिते तत्र स्थितिः कीदृशी
जीवानामिति मृत्युभीतमनसो जैनं तपः कुर्वते ॥१०४॥

જ્યાં ભોક્તા (ભોજન કરનાર) અતૃપ્ત મૃત્યુદેવ છે,
અને ભોજ્ય (ખાવાનો પદાર્થ) સમસ્ત પ્રાણધારી છે, વળી
ક્રમને નહિ જાણતો એવો કાળ પીરસનાર પરિવેષક છે
અને જ્યાં ગ્રાસો ક્રમ રહિતપણે મુખમાં પ્રવેશ કરે છે
તેના તીક્ષ્ણ દંતવાળા મુખમાં જીવોની શું સ્થિતિ એમ
વિચારી મૃત્યુથી બીક પામેલા જનો જૈનીય તપ કરે છે

धर्तुं धरणीं निशाकररवी क्षेप्तुं मरुन्मार्गतो
वातं स्तंभयितुं पयोनिधिमलं पातुं गिरिं चूर्णितुं
शक्ता यत्र विशंति मृत्युसदने कान्यस्य तत्र स्थितिः
यस्मिन्माति गिरिर्बिले सह मते काक व्यथस्वा तृणो॥१०५॥

ધરણી ધારણ કરવા અર્થે, શશી અને રવીને મરૂતના
માર્ગમાંથી ફેંકી દેવા માટે, પવનને અટકાવવા અર્થે,
સમુદ્રજલ પીવા માટે, અને ગિરિને ચૂર્ણ કરવા અર્થે,
ઇંદ્રોએ જે મૃત્યુવદન વિષે પ્રવેશ કર્યો ? ત્યાં અન્ય
જનોની શું સ્થિતિ ? જે બીલમાં જનો સહિત ગિરિ
સમાઈ જાય છે, ત્યાં અણુની શું અવસ્થા ?

सुग्रीवांगदनीलमारुतसुतपृष्टैः कृताराधनो
रामो येन विनाशितस्त्रिभुवन प्रख्यातकीर्तिध्वजः
मृत्योस्तस्य परेषु देहिषु कथा का निघ्नतो विद्यते
कान्तास्या नयतो द्विपं हि शशको निर्यापकः श्रोतसः ॥३०६॥

સુગ્રીવ, અંગદ, નીલ, હનુમાનથી, જેનું આરાધન થયેલું છે, અને જેનો કિર્તિધ્વજ ત્રિભુવનમાં ફરકી રહ્યો છે તે રામને, જે મૃત્યુએ હણ્યો તે ઘાતકીની આગળ બીજા દેહીઓની વાતજ શું હોય. જે નદીયોનું પૂર હાથીઓને તાણી જાય છે, ત્યાં તે શું સસલાને છોડી દે ખરૂં.

अत्यंतं कुरुतां रसायनविधिं वाक्यं प्रियं जल्पतु
वार्धेः परिमियर्तु गच्छतु नभो देवाद्रिमारोहतु
पातालं विशतु प्रमर्पतु दिशं देशांतरं भ्राम्यतु
न प्राणी तदपि प्रहर्तुमनसा संत्यज्यते मृत्युना ॥३०७॥

અત્યંત રસાયણ વિધિ કરો, પ્રિય વાક્યો બોલો, સમુદ્ર પાર જાઓ આકાશમાં જાઓ દેવાદ્રિ (મેરૂપર્વતના શિખરપર) આરોહણ કરો, પાતાલમાં પ્રવેશ કરો, કોઇપણ દિશાઓમાં જાઓ યાતો દેશાંતરમાં ભ્રમણ કરો, તોપણ હિંસક બુદ્ધિવાળો મૃત્યુ કોઇપણ પ્રાણીને છોડતો નથી.

कार्यं यावदिदं करोमि विधिवत्तावत्करिष्याम्यद-
स्तत्कृत्वा पुनरेतदद्य कृतवानेतत्पराकारितं
इत्यात्मीयकुटुंबपोषणपरः प्राणी क्रियाव्याकुलो
मृत्योरेति करग्रहं हतमतिः संत्यक्तधर्मक्रियः ॥३०८॥

આ કાર્ય હું વિધિપુર્વક કરૂં છું, આ હું કાલે કરીશ,

તે લીધા પછી વળી આ આજ લીધું, તે વહેરાં કર્યું, નિગેરે સ્વાદુદ્ધ્રણ પોષણમાં રત થયેલો, ક્રિયામાં વ્યાકુલ બનેલો, હવશુદ્ધિ એવો પ્રાણી, ધર્મ ક્રિયાથી ત્યજાયેલો મૃત્યુના કાળમાં સપડાય છે

मान्धाता भरतः शीबो दशरथो लक्ष्मीधरो रावण
कर्णः कंसरिपुर्बलो भृगुपतिर्भीम परेऽप्युत्तमा
मृत्युं वंचुमलं, न, ये नृपतय कस्त्वं परो वेप्यते
यद्वो यो न महातरुर्द्विपवरैस्तं किं सखो पैस्यति॥१०९॥

માન્ધાતા, ભરત, શીબ, દશરથ, લક્ષ્મીધર, રાવણ, કર્ણ, કૃષ્ણ, બળભદ્ર, ભૃગુપતી (પરશુરામ), ભીમ અને બીજા અતિ ઉત્તમ નૃપવરો મૃત્યુને છતી ન શક્યા, તેને બીજો કોણ છતશે, દષ્ટાંત જે મહાતરૂ ગજવરથી સાધ્યું નહિ તેને સસલો કેમ ભાંગી શકે ?

सर्वं शुष्यति सांद्रपेति निरसा पाथोनिधिं निम्नगा
सर्वं म्लायति पुष्पमम मरुतः सम्पत्र सर्व चर्च
सर्वं नश्यति कृत्रिम च सकलो यद्वत् प्रपत्तीयते
सर्वस्तद्वदुपैति मृत्युवदनं देहीभवस्यस्मृतः ॥११०॥

સર્વેસાંદ્ર—ભીના પદાર્થો સુકાઈ જાય છે, સર્વે નદીઓ સમુદ્રમાં મળી જાય છે, સર્વે પુષ્પ કરમાય છે, અને સર્વે પદાર્થો વીજળીની માફક ક્ષણિક છે, સર્વે કૃત્રિમ પદાર્થો નાશ પામે છે આ પ્રમાણે સર્વે વસ્તુઓ નશ્વર છે તેવીજ રીતે દેહધારી પ્રાણીઓ પણ મૃત્યુના મુખમાં પ્રવેશ કરે છે

प्रख्यातद्युतिकांतिकीर्तिधिषणाप्रज्ञाकलाभूतयो
देवा येन पुरंदरप्रभृतयो नीताः क्षयं मृत्युना
तस्यान्येषु जनेषु कात्र हिंसात्मनो विद्यते
मत्तेभं हि हिनस्ति यः स हरिणं किं मुंचते केशरी ॥३११॥

પ્રખ્યાત દ્યુતિ કાંતિ કીર્તિ અને બુદ્ધીવાળા પ્રજ્ઞા કલા અને વિભૂતિના ધારક ઇંદ્રાદિ દેવો જે મૃત્યુથી ક્ષતિ પામ્યા તે હિંસક બુદ્ધિપાસે અન્ય જનોની તો શું ગણના છે? જે કેશરી સિંહ મસ્ત હાથીને હણે છે, તે શું હરિણને જવા દે છે?

श्रीह्रीकीर्तिरतिद्युतिप्रियतमाप्रज्ञाकलाभिः समं
यद् ग्रासीकुरुते नितांतकठिनो मर्त्यं कृतांतः शठः
तस्मात् त्किं तदुपार्जनेन भविनां कृत्यं विशुद्धात्मनां
किंतु श्रेयसि जीविते सति चले कार्या मतिस्तत्त्वतः ॥३१२॥

લક્ષ્મી લજ્જા કીર્તિ રતિ દ્યુતિ પ્રિયતમા પ્રજ્ઞા અને કલાથી યુક્ત મર્ત્યને, જ્યારે અતિ નિષ્ઠુર અને શઠ મૃત્યુદેવ એક કવલ કરી જાય છે ત્યારે વિબુધ જનોએ, તે સર્વ ઉપાર્જન કરવાનું શું કામ છે, અને શ્રેષ્ઠ જીવિતવ્ય પણ ચલ છે, એમ વિચારી ધર્મ તત્વમાં બુદ્ધિ રાખવી.

यो लोकैकशिरःशिखामणिसमं सर्वोपकारोद्यतं
राजच्छीलगुणाकरं नरवरं कृत्वा पुनर्निर्दयः
धाता हंति निरर्गलो हतमतिः किं तत्क्रियायां फलं
प्रायो निर्दयचेतसां न भवति श्रेयोमतिर्भूतले ॥३१३॥

લોકમાં એક માથાના મુકુટ મણી સમાન, સર્વ પર

ઉપકાર કરવામાં તત્પર શોભતા શીલ વિગેરે ગુણ યુક્ત-
વાળા નરવરને ઉત્પન્ન કીધા પછી, ક્ષયમતિ, નિર્દય,
નિસ્નેહ વિધાતા તેને હણે છે તો તેની કુબુદ્ધિ કેવી? માટે
આ ભૂતળપર નિર્દય હૃદયી ઉત્તમ બુદ્ધિવાળા થવાય નથી

रम्याः किं न विभूतयोऽतिविशदाः सत्कामरम्याभिकाः
किं वा पीनतरोन्नतस्तनयुगाश्चलकर्णदीर्घेक्षणाः
किं वा सज्जनसंगतिर्न सुखदा चेतश्चमत्कारिणी
किं त्वाशानिलधूतदीपकशिखाच्छायाचलं जीवितं ॥ ११४ ॥

અતિ સુંદર સુખામયી શોભતી વિભૂતિ શું રમ્ય
નથી? અથવા તો ભરેલા કઠણ અને ઉન્નત સ્તન યુગ,
અને ચોપેલા હરણની આંખો જેવી આંખો શું રમ્ય નથી?
મનને ચમત્કાર પમાડનાર સજ્જનની સંગતિ શું સુખદાઈ
નથી? પણ પવનથી હાલતા દીપ શીખાની છાયા જેમ
જીવિત ચલ છે

यद्येतास्तरलेक्षणा युवतयो न स्युर्गलद्यौवना
भूतिर्वा यदि भूभुजां भवति नो सौदामिनीसंनिभा
वातोद्धूततरंगचंचलमिदं नो चेद्भवेज्जीवितं
को नामात्र वरेत सौरम्यविमुखः कुर्याज्जिनानां तपः ॥११५॥

જો આ તરલાક્ષી યુવતિઓ યૌવનગત ન હોય,
રાજાઓની વિભૂતિ વિજળી જેવી ન હોય અને પવનથી
ઉત્પન્ન થયેલ તરંગોના જેવું જીવિત ચપળ ન હોય તો
કયો મનુષ્ય આવા સુખથી વિમુખ થઈ જીનેશ્વરના તપનું
આચરણ કરે?

मांसासृग्रसलालसामयगणव्याधैः समाध्यासितां
नानापायमनुधराद्रुमचितां जन्माटवीमाश्रितः
धावन्नाकुलमानसो निपतितो दृष्ट्वा जराराक्षसीं
क्षुत्क्षामोद्धृनमृत्युपन्नगमुखे प्राणी कियत्प्राणिति॥३१६॥

માંસ લોહી અને લાલસાવાળા, વ્યાધિ રોગના સમુહ રૂપી શીકારીઓથી વસેલા, નાના પ્રકારના દુઃખરૂપી વૃક્ષોથી ભરપુર, જન્મરૂપી અટવીમાં આશ્રય લેનારો, જરારૂપી રાક્ષસીને જોઈને વ્યાકુળ મનવાળો અહીં તહીં દોડતો, ક્ષુધાથી ક્ષામ થયેલ અને ઉન્નત મુખવાળા મૃત્યુરૂપી સર્પના મુખમાં પડતો પ્રાણી કઈ રીતે જીવી શકે.

मृत्युव्याघ्रभयंकराननगतं भीतं जरा व्याधत
स्तीव्रव्याधिदुरंतदुःखतरुमत्संसारकांतारगं
कः शक्नोति शरीरिणं त्रिभुवने पातुं नितांतातुरं
त्यक्त्वा जातिजरामृतिक्षतिकरं जैनेंद्रधर्मामृतं ॥३१७॥

જન્મ જરા અને મૃત્યુને ક્ષય કરનાર જૈન ધર્મ રૂપી અમૃત સિવાય, મૃત્યુરૂપી વાઘના ભયંકર મુખમાં પડેલા, જરા રૂપી શિકારીથી ભય પામેલા, તીવ્ર વ્યાધિ અને અસાધ્ય દુઃખરૂપી ઝાડીવાળી એવી સંસાર રૂપી અટવીમાં ભમતા, તથા હમેશાં અતિ આતુર રહેતા, એવા શરીરીને બચાવવાને કોણ શક્તિમાન છે.

एवं सर्वजगद्विलोक्य कलितं दुर्वारवीर्यात्मना
निस्त्रिंशेन समस्तसत्त्वसमितिप्रध्वंसिना मृत्युना

सद्रत्नत्रयपावनमार्गगमने गृह्णन्ति यच्छक्तये
संत शान्तिधियो जिनेश्वरतप साम्राज्यलक्ष्मीमिवा ॥११८॥

સમસ્ત જગત સમસ્ત પ્રાણિઓના નાશ કરવા માટે અઉત્તમ શક્તિવાળા મૃત્યુથી વ્યાપ્ત થયેલું છે એમ સમજી, મૃત્યુના નાશ માટે શાંત બુદ્ધિ સતજનો ઉત્તમ પ્રકારના રત્નત્રયી રૂપી સુખદાયી માર્ગને ગ્રહણ કરે છે, અને જીનેશ્વર પ્રરૂપિત તપરૂપી સામ્રાજ્ય લક્ષ્મીનો આશ્રય સ્વીકારે છે

---

## પ્રકરણ ૧૩ મું

---

### સામાન્ય અનિત્યતા નિરૂપણ.

कार्यौंमो गतयो भुजङ्गकुटिला स्त्रीणां मनश्चञ्चल
मैश्वर्यं स्थिरनिम्नगापयसमं नृणां वयो यायि ।
सङ्कल्पा समदाङ्गनाक्षितरला मृत्युः परं निश्चितो
मत्वैवं मतिसत्तमा स्थिरतरां धर्मे मतिं तन्वत ॥११९॥

આ સંસારમાં કર્મની ગતિ સર્પની સમાન વાંકી છે, સ્ત્રીઓનું મન ચપળ છે, ઐશ્વર્ય સંપત્તિ પાણીના તરંગની માફક ચપળ છે, અને આયુષ્યનો સમૂહ (સ્વાર્થ પૂરો થયા બાદ) રવાના થનાર છે અને સંકલ્પો વિકલ્પની પરંપરાઓ ભ્રમવિકારથી વ્યાપ્ત એવી કામિનીના નેત્રની માફક ચપળ છે અને છેવટે મૃત્યુ નિશ્ચયથી આવવાનુંજ

છે આમ જાણીને હે ઉત્તમમતિ જનો ! પરમાર્થવૃત્તિયે ધર્મની અંદર જ મતિને ધારણ કરો.

श्री विद्युच्चपला वपुर्विधुनितं नानाविधव्याधिभिः
सौख्यं दुःखकटाक्षितं तनुमतां सत्संगतिर्दुर्लभा ।
मृत्युध्यासितमायुरत्र बहुभिः किं भाषितैस्तत्त्वतः
संसारेऽस्ति न किंचिदङ्गिसुखकृत्तस्माज्जना जाग्रत॥३२०॥

લક્ષ્મી વિજળીની જેવી ચપળ છે. વપુ નાના વ્યાધિથી શીથીલ થાય છે. સુખ અન્ય દુઃખનો કટાક્ષીત છે. અને મનુષ્યોને સત્સંગતિ દુર્લભ છે. આયુ મૃત્યુથી અધ્યાસિત થએલ છે. અથવા વિશેષ વર્ણનથી શું લાભ ? ટુંકમાં, તત્ત્વથી આ સંસારમાં મનુષ્યને સુખકર એવું કાંઈ નથી. માટે હે જનો જાગ્રત થાઓ.

यद्येताः स्थिरयौवनाः शशीमुखीः पीनस्तनीर्भामिनीः
कुर्याद्यौवनकालमानमथवा धाता स्वं जीवितं ।
चिन्तास्थैर्यमशोचमंतविरसं सौख्यं वियोगं न तु
को नामेह विमुच्य चारुधिषण कुर्यात्तपो दुश्चरम्॥३२१॥

જો વિધાતા ચંદ્રમુખી અને પીનસ્તની સ્ત્રીઓનું યૌવન સ્થીર કરી દે અને આ જીવનના યૌવનનો સમય પણ સ્થીર કરી દે ચિન્તાઓને અસ્થીર કરે સુખનો કદી વિયોગ ન કરે તો એવો કયો બુદ્ધિશાળી પુરૂષ તેમને છોડીને દુશ્ચર તપ તપે.

वियोगदहनं सुखं समदकामिनीसंगजं
तथापि बत मोहिनो दुरितसंग्रहं कुर्वते ॥३२४॥

દુ:ખ શરીરનો, અન્તક (મૃત્યુ દેવ) જીવીતનો, નૃપ સુત આદિ ધનનો, જરા યૌવનનો અને વિયોગાગ્નિ મદથી ધૂર્ણાયમાન થએલી કામીનીના સંગથી ઉદ્ભૂત થએલા સુખનો નાશ કરે છે. છતાં પણ મોહગ્રસ્તજનો દુરિત પાપનો સંગ્રહ કરે છે.

अपायकलिता तनुर्जगति सापदः संपदो
विनश्वरमिदं सुखं विषयजं श्रियश्चञ्चलाः ।
भवन्ति जरसाऽरसास्तरललोचना योषित-
स्तदप्ययमहो जनस्तपसि नो परं रज्यति ॥३२५॥

આ જગતમાં શરીર રોગથી કલિત છે. સંપદ આપદા સહિત છે. આ પચેંદ્રિય વિષયથી ઉત્પન્ન થતું સુખ વિન-શ્વર છે. લક્ષ્મી ચંચલ છે અને તરલલોચના કામિની વૃદ્ધા-વસ્થાથી વિરસ બને છે. તથાપિ આશ્ચર્ય છે કે લોકો તપમાં નિમગ્ન નથી થતા.

भवे विरहितोऽभवन्भवभृतो न के बान्धवाः
स्वकर्मवशतो न केऽत्र शत्रवो भविष्यन्ति वा ।
जनः किमिति मोहितो नवकुटुम्बकस्यापदि
विमुक्तजिनशासनः स्वहिततः सदा भ्रश्यते ॥३२६॥

ભવથી વિરહીત થતો કયો પ્રાણિ કેટલા બાંધવપણાને પામતો નથી, અગર તો સ્વકર્મ વશથી કેટલા શત્રુપણાને નથી

रुमा स्वपस्थानम्वजनतनयद्रव्यवनिता-
    सुताल्क्ष्मीकीर्तिद्युतिरतिमतिप्रीतिधृतयः ।
मदान्धस्त्रीनेत्रप्रकृतिचपलाः सर्वं भविना-
    महोकष्टं मर्त्यस्तदपि विषयान्सेवितुमनाः ॥३२९॥

રૂપ, સ્થાન, સ્વજન, તનય, પુત્ર, દ્રવ્ય, વનિતા, સુત, લક્ષ્મી, કીર્તિ, દ્યુતિ, રતિ, મતિ, પ્રીતિ અને ધૃતિ સર્વે સમસ્ત જનોને મદથી અન્ય થએલી સ્ત્રીના નેત્ર જેવા ચપલ છે. તોપણ અરે અફસોસ છે કે મર્ત્યો વિષય સેવવાને આતુર થાય છે.

सदात्र स्त्री किंचित्सुतपरिजनः प्रेम कुरुते
    वयमाप्तो भोगो भवति रतये किंचिदनयाः ।
श्रिय. किंचित्तुष्टिं विदधति परां सौख्यजनिकां
    न किंचित्पुंसां हि कतिपयदिनैरंतदखिलं ॥३३०॥

આ સંસારમાં સ્ત્રી-પુત્ર પરિજન આદિ જે કોઇ પ્રેમ કરે છે, પોતાને આધીન એવા ભોગો જે કોઈ આનન્દ આપે છે, અને લક્ષ્મી જે કાંઇ સૌખ્યદાયી તુષ્ટિ અર્પે છે, તે સઘળું થોડા દીવસો માટેજ છે કારણ કે કેટલાક (થોડા) દીવસો બાદ તે અવશ્ય નષ્ટ થાય છે.

विजित्योर्वीं सर्वां सततमिह संसेव्य विषया
    श्रियं प्राप्यानर्घ्यां तनयमवलोक्यापि परमं ।
निहत्यारातीनां भुवि वलयमत्यंतपरमं
    विमुक्तद्रव्यो हि सुपितवदयं याति मरणं ॥३३१॥

સતત પ્રયાસોથી પ્રથમ પૃથ્વીને જીતી વિષયોનો ભોગ કરી અનર્ઘ્ય એવી લક્ષ્મીને પામી પરમપ્રિય એવા પુત્રનું સુખ જોઈ શત્રુઓના સમૂહોનો અતિશે નાશ કરી છેવટે તે પ્રાણિ પણ ચોપાસ થયેલા કંપવાળા આપણસની આકૃજ નિસ્તેજ અને અતિ દીન બની મરણના શરણમાં ગમન કરે છે અર્થાત તે પણ શાશ્વત રહેતો નથી.

श्रियोपायापातास्तृणसमपर्द जीवितमिद
मनमिर्मं क्षीणां सुभगकुटिलं कामगसुखं ।
क्षणध्वंसी कायः मकलिरसं यौवनधने
इति ज्ञात्वा सन्तः स्थिरतरधियः श्रेयसि रता ॥११२॥

લક્ષ્મી નાશથી દૂષિત થએલી છે, તૃણાગ્રે રહેલા જળ જેમ જીવીત ચપળ છે, મન વિત્રાતિવાળુ છે, સ્ત્રીઓનું કામથી ઉત્પન્ન થએલું સુખ સર્પની આકૃ કુટિલ છે, કાયા ક્ષણધ્વંસી છે, અને યૌવન અને ધન સ્વભાવથીજ તરલ-ચપલ છે, એવું જાણીને સ્થીરબુદ્ધિવાળા સન્તજનો શ્રેષ્ઠ એવા મોક્ષ માર્ગમાં રત થાય છે

गमरयायुर्देहं व्रजति विलयं रूपमचिरं
जरा मत्यासमोपयवि समते व्याधिनिचयं ।
कुटुम्बस्नेहानां मविरतमनिर्मोयकमितो
मनो मन्मोहितर्षं यदपि कुरुते मापमसुमान ॥११३॥

આ દેહમાંજ આયુષ્ય નાશ પામે છે અચિર રૂપ વિલયને પામે છે જરા નજીક આવતી જાય છે વ્યાધિનો

ઉદય થાય છે તોપણ કુટુમ્બ સ્નેહમાં ગુંથાએલો પ્રતિહત બુદ્ધિવાળો લોભ કલિત પ્રાણી જન્મ છેદન (મોક્ષ પામવા) માટે પણ મન નથી કરતો.

वृथा ब्रह्मोत्कृष्टं परमसुखकृद्वाञ्छितपदं
　विवेकश्चेदस्ति प्रतिदिनमलः स्वान्तवसतौ ।
इदं लक्ष्मीभोगप्रभृति सकलं यस्य वशतो
　न मोहग्रस्ते तन्मनसि विदुषां भाति सुखदं ॥३३४॥

હે ! બુધજનો ! જો તમારા અંતરમા શુદ્ધ વિવેક હોય તો સમજી લો કે પરમસુખદ વાંચ્છિત પદ પરબ્રહ્મ પરમાત્મા છે, કારણ તમારા હૃદયમાં તેને સ્થાન પ્રાપ્ત થયાથી મન નિર્મોહ થઈ જાય છે. અને મોહ નષ્ટ થવાથી લક્ષ્મી ભોગ આદિ સર્વ પદાર્થો વિદ્વાનોને સુખદ જણાતા નથી.

भवन्त्येता लक्ष्म्यः कतिपयदिनान्येव सुखदा-
　स्तरुण्यस्तारुण्ये विदधति मनः प्रीतिमतुलां ।
तडिल्लोला भोगा वपुरपि चलं व्याधिकलितं
　बुधाः संचिन्त्येत्ति प्रगुणमनसो ब्रह्मणि रताः ॥३३५॥

આ લક્ષ્મી માત્ર થોડા દહાડા સુખ અર્પનારી છે. અને તરૂણી તારૂણ્યમાં યુવાવસ્થામાં મનને અતુલ પ્રીતિ દેનારી છે. ભોગો વીજળી જેવા લોલ છે, અને શરીર પણ વ્યાધિ કલિત અને નાશવંત છે એમ ચિન્તવન કરી ઉત્તમ બુદ્ધિવાલા બુધજનો બ્રહ્મમાં મગ્ન થાય છે.

न कान्ता कान्तान्ते विरहशिखिनो दीर्घनयना
न कान्ता भूपश्रीस्तदिदिव चला चान्तविरसा ।
न कान्त प्रस्तान्तं भवति भरसा यौवनमतः
प्रयन्ते तं सन्त स्थिरसुखमयीं मुक्तिवनिताम् ॥१३६॥

અન્તમાં વિરહાગ્નિ કરનારી દીર્ઘનયના કાન્તા કમનીય નથી, વિદ્યુતની આકૃક ચલ અને અન્તમાં વિરસ એવી રાજ લક્ષ્મી પણ કમનીય નથી, તેમજ જરાથી જેનો અન્ત આવે છે એવું યૌવન પણ કમનીય નથી તેથી સન્તજનો સ્થીર સુખ અર્પનારી મુક્તિ વધુનો આશરો લે છે

वयं येभ्यो जाता मृतिमुपगतास्तेऽत्र सकलाः
समं यैः संवृद्धा मनु विरलतां तेऽपि गमिताः ।
इदानीमस्माकं मरणपरिपाटी क्रमगता
न पश्यन्तोऽप्येवं विषयविरतिं यान्ति कृपणाः॥१३७॥

આપણે જેનાથી જન્મ્યા તે સર્વે મૃત્યુને પામી ગયાં. જેની સાથે મ્હોટા થયા તે પણ વિરલતાને પ્રાપ્ત થયા. હવે મરણ પરિપાટીના કમને અમે પણ પ્રાપ્ત થયા છીયે. એટલે મૃત્યુની નજીક પહોંચ્યા છીએ. છતાં પણ કૃપણો વિષય વિરતિને પામતા નથી એટલે વિષયથી વિરત થતા નથી.

न यातो यास्येष स्फुटमपमहो यास्यति मृतिं
परेषामर्थं गणयति जनो निम्यमपुषः ।

